# હિન્દની દશા.

માત હિન્દ ડુબાય છે સુપુત પીછા પીછાનીએ

Reg. No. 81

લેખક —

વિષ્ણુપ્રસાદ મણીલાલ મહેતા.

શ્રી ગમટની શરી માડીઆ

અમદાવાદ

— — ✦ —


પ્રકાશક —

મનાથ નટનુભાઈ ત્રિવેદી

સીકનાન ભાગીલાલ પંડિત

સોઓ. શ્રી વિસનગર મિત્રમંડળ—વિસનગર

કીંમત એક આનો

૧૯૭૯ના પોષ સુદ ૬. પ્રથમાવૃત્તિ

૪ ડીસેમ્બર ૧૯૨૨ પ્રત ૧૦૦૦

મનહરલક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસમાં ગીરધરલાલ પ્રેમચંદ શાહે

છાપ્યું રીચીરોડ બાલાહનુમાન—અમદાવાદ



# નિવેદન.



વિસનગરમાં ગયા ઓક્ટોબર માસમાં જાહેર ઇનામી હરિફાઇનો એક મેળાવડો 'શ્રી વિસનગર મિત્રમંડળ' તરફથી યોજવામાં આવ્યો હતો. તે પ્રસંગે આવેલા લેખો પૈકી આ લેખ ઇનામને પાત્ર જાહેર થયો હતો. તેના લખનાર–કોઇ સાક્ષર યા તો વિદ્વાન લેખક નથી પરંતુ હજી તેઓ માત્ર એક વિદ્યાર્થી છે. આજથી લગભગ ત્રણ ચાર વર્ષ પહેલાં પણ આગ્રાની તમામ શાળાઓની એક સમગ્ર સભામાં અંગ્રેજી ભાષામાં ચર્ચા કરી વાદવિવાદનું ઇનામ તેઓએ મેળવ્યું હતું અને એ રીતે ત્યાંની વિક્ટોરીઆ હાઇસ્કુલને, તેની આખી [illegible]માંપહેલીજ વખત આવું માન આપનાર પણ તેઓજ હતા. આ ઉપરાંત તેમના આખા વિદ્યાર્થી જીવન દરમ્યાન શાળાઓના ઇનામ મેળાવડા તથા બીજાં જાહેર પ્રસંગોએ રમતગમત, સંભાષણો, સંવાદો ઇ. નાં અનેક ઇનામો પણ તેમણે મેળવ્યાં છે. વિસનગરની જાહેર-હરિફાઇમાં ઉત્તમ નિબંધ લખનાર તરીકેનું આ એક વધુ જાહેર ઇનામ મેળવી–ઉચ્ચ ગૃહસંસ્કારો તથા સંગીન કેળવણીનાં સુંદર પરિણામોનું તેઓ આપણને પ્રત્યક્ષ ભાન કરાવે છે. અહીંના

વિદ્યાર્થીઓએ, તેઓ વિસનગરના આદિ શહેરીઓ હોય, આનું અનુકરણ કરવા જેવું છે.

આ મંડળ તરફથી આવા ઇનામી નિબંધો પ્રસંગોપાત માગવામાં આવે છે. થોડાજ સમયમાં એક ઇનામી હરિફાઇનો જાહેર મેળાવડો વિસનગરમાં કરવામાં આવનાર છે. તેમાં તથા હવે પછી થનારી તેવી હરિફાઇઓમાં ઉતરનાર લેખો પ્રગટ કરવાની મંડળ અભિલાષા રાખે છે એટલુંજ નહિં પણ દુનિયાના મહાપુરૂષો યા વિદ્વાનોનાં જાણવા જેવાં સૂત્રો યા વિચારોના ટુંક ઉતારા ગુજરાતી ભાષામાં છપાવી નિયમિત રીતે પત્રિકા રૂપે પ્રસિદ્ધ કરી મફત વહેંચવાની યોજના પણ મંડળ તરફથી થઇ છે અને તે મુજબ ગઇ તા. ૧૮-૧૨-૨૨ ના રોજ આવી પ્રથમ પત્રિકા પ્રસિદ્ધ પણ થઇ ચુકી છે તે વાંચવાથી તેની ઉપયોગીતા તથા વાંચક વર્ગપર થતી અસર સમજી શકાશે.

ઉપરનાં બન્ને કાર્યોમાં આર્થિક સહાયની ખાસ જરૂર છે. અને તે બાબત માટે વિસનગરના શહેરીઓ તરફથી નિરાશ થવાનો પ્રસંગ નહિં આવે એવી શ્રદ્ધાથીજ બન્ને કાર્યોની શરૂઆત કરી છે. તેને હવે નિભાવવાની તથા યથાશક્તિ મદદ કરી આગળ વધારવાની દરેક વિસનગરવાસીની તો ખાસ ફરજ જ છે. આશા છે કે આ સામાજીક કેળવણીના પવિત્ર કાર્યમાં દરેક ભાઇ પોતપોતાનો યથાશક્તિ ફાળો આપી મદદરૂપ નિવડશે.

શ્રી વિસનગર મિત્રમંડળ કાર્યાલય,
વિસનગર.
ચતુર્થ વાર્ષિક મહોત્સવ.
તા. ૨૪ ડીસેમ્બર ૧૯૨૨.

મંત્રીઓ...
શ્રી વિસનગર મિત્રમંડળ
વિસનગર.



# હિંદની દશા.

દશા —દરેક દશા યા પરિસ્થિતિ ને ત્રણ કાળ હોય છે. ભુત, ભવિષ્ય, અને વર્તમાન. હિન્દની દશાનો પણ એ ત્રણે રીતે વિચાર કરી શકાય. હિન્દની ભુતકાળની દશા ઘણી ઉજ્વળ છે. પરંતુ તેનો જ માત્ર વિચાર કરવાથી આપણું કાંઇ વળે તેમ નથી. હવે તે દશાનો અંત આવ્યો છે. રામરાજ્ય ગયું; સત્ય, દ્વાપર, અને ત્રેતા યુગનો અંત આવ્યો છે; હવે કલિયુગ બેઠો. સુખશાન્તિના તથા આધ્યાત્મિક વિકાસના દહાડા ગયા. હવે " જીવન કલહ " અથવા Struggle for Existance ને જે કાળમા સૌથી વધુ મહત્વ અપાયું છે તેવો કાળ આવ્યો છે. હવે આ અવદશાનોજ વિચાર કરી તેમાથી છુટવાનો માર્ગ શોધવો એમાજ ડહાપણ છે. ભૂતકાળની ઉજ્વળતાનું માત્ર સ્મરણ કરવાથી આપણી વર્તમાન દુર્દશા ફીટવાની નથી. પરંતુ તેને દૃષ્ટિ આગળજ રાખી તે સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરવાના ઉપાયો યોજી હાથ ધરવા જોઇએ. ભવિષ્યની દશાનો આધાર પણ આપણાં વર્તમાન કર્મો પરજ આધાર રાખશે. માટે આપણે જેવું અત્યારથી વાવીશું તેવુંજ ભવિષ્યમાં લણીશું.

दुर्दशा—આપણી હાલની દુર્દશાનાં પુરાણો અનેક રીતે લખી શકાય. કારણ કે જે રીતે આપણે વિચારીશું તે રીતે આપણને આપણી દુર્દશા સિવાય બીજું કાંઇજ સુઝશે નહિં. "આ દુર્દશા કોણે કરી?—શાથી થઇ?—કેવી રીતે થઈ?—ક્યારે થઇ?" ઇત્યાદિ સવાલોના જવાબ ઇતિહાસ આપણને આપશે. તેમાંથી આપણને અનેક કારણો જડી આવશે. પરંતુ સાથેજ એટલું તો માનવું પડશે કે કાળ–સમય પણ આ દુર્દશામાં પોતાનો ભાગ ભજવી રહ્યો છે. કાળે કરીને સારી સ્થીતિમાંથી "રાયનો રંક અને રંકનો રાય" થાય તે પ્રમાણે આપણે પણ આ દુર્દશામાં આવી પડયા છીએ; પરંતુ સાથેજ આપણું સંસ્કૃત સુત્ર **राजा कालस्य कारणं** એ ભૂલવા જેવું નથી. જેવો રાજા હોય તેવો સમય પ્રવર્તે છે.

शरूआत—સંયુક્તા મેળવવા માટે પૃથ્વીરાજ તરફથી રોકાયેલા મહાશૂરવીર યોદ્ધાઓની કત્લ થઇ ત્યારથી હિન્દ દેવાની નસો કપાઇ ગઇ છે. આપણા સ્વરાજ્યની છેલ્લી ઝાંખી શૂરવીર, શીવાજી મહારાજે કરાવી હતી. ધીમે ધીમે પરદેશી હુમલા હિન્દ ઉપર થયા; અનેક રાજાઓ એક પછી એક ગાદીપર આવ્યા, અને દરેકનો દોર બદલાતો ચાલ્યો તેમ તેમ કાળ–સમય પણ બદલાતો ચાલ્યો. અંદર અંદર કુસંપ તથા ઝઘડા ઉપસ્થિત થયા, ધીમે ધીમે હિંદી પ્રજા ક્ષીણ થતી ચાલી; અન્તે આપણાપર હમેશની પરરાજ્યની ધુંસરી આવી પડી. હાલમાં આપણે આ સ્થીતિ ભોગવી રહ્યા છીએ.

सामान्य स्थीति—એક માણસને બેહેશ કરવા માટે Chloroform નામની એક ઘેનની દવા અપાય છે. તેનાથી માણસ બેશુદ્ધ

થઈ જાય છે. અને કોઇ પણ ચોર તેની પાસેથી પોતાની નેમ પૂરી પાડી શકે છે. આપણી સ્થીતિ આવી નથી. હાલમાં એક નવીન શોધ થઇ છે કે જેથી એક પ્રકારની દવા આપવાથી માણસ પોતાની શુદ્ધી ખોતો નથી પરંતુ શક્તિ હીન બની જાય છે. તેની કર્મેન્દ્રિયો શીથિલ બની જાય છે. આપણી સ્થીતિ હાલમાં આવી થઇ પડી છે. આપણે સ્વદેશીનું રહસ્ય જાણીએ છીએ. આપણો પૈસા પરદેશોમાં ખેંચાઇ જાય છે એ આપણે જોઇ શકીએ છીએ. પરંતુ આપણને પેલી બીજી જાતની દવા અપાયેલી હોવાથી આપણી કર્મેન્દ્રિયો શીથિલ થઇ ગઇ છે. આપણું ધન આપણા દેશમાં રહે તેના ઉપાયો આપણે જાણીએ છીએ પરંતુ તે અમલમાં મુકી શકતા નથી. આપણી આવી લાચાર સ્થીતિ કરી મુકવામાં આવી છે. એકંદરે આપણી સ્થીતિ કોઇ પણ રીતે સારી નથી. આપણી શારીરિક નિર્બળતા, આપણી માનસિક અધમતા, આપણી ધાર્મિક દુર્દશા, આપણી આર્થિક અને સામાજીક દુર્દશા વિગેરેનો સંપુર્ણ વિચાર કરવા માટે ઘણું વાંચવું પડે તેમ છે. હાલ આપણે તે દરેક પ્રકારે થયેલી આપણી દુર્દશાનો ટુંક વિચારજ કરીશું.

**શારિરિક દુર્દશા**—આપણી શારીરિક સંપત્તિ એટલી બધી ક્ષીણ થઇ ગઇ છે કે આપણાથી આઠ દસ કલાક સખત કામ લાગલાગટ થઇ શકતું નથી. આપણે એટલા તો એશ આરામી બની ગયા છીએ કે આપણા જેવા જુવાન માણસો પણ ટેકણ વીના બેસી શકતા નથી, ચાર પાંચ માઇલની મુસાફરી પગે કરવી હોય તો આપણાથી બની શકતી નથી આપણાં શરીરમાં અનેક રોગ અને વ્યાધીઓ ચાલુજ હોય છે. આપણા બાળલગ્નો, કજોડાં, શારીરિક શકિતઓના વિકાસ

તરફનું દુર્લક્ષ્ય, નાની વયમાંથીજ બ્રહ્મચર્ય નો લોપ, અનેક દુર્વ્યસનોનું સેવન, વિગેરે કારણોને લીધે પણ આપણું શરીર ઘસાઇ જઇ તદ્દન માયાંગલું બની રહ્યું છે. અત્યારે જ્યાં નજર કરીશું ત્યાં તદ્દન નિર્બળ અને નિઃસત્વ શરીરો નજરે પડશે. રોગનું મૂળ શોધી તે દૂર કરવામાં આવે તોજ રોગ દૂર થાય તેમજ આપણી આ નિર્બળતાને દૂર કરવા માટે તે થવાનાં કારણોને દૂર કરવાં જોઈએ. જેમ રોગનો વિચાર કર્યા કરવાથી અથવા દવાનું સ્મરણ કરવાથી રોગ મટતો નથી તેમજ આપણી દુર્દશાનો વિચાર કર્યા કરવાથી, આપણી નિઃસત્વતાનું ચિન્તન કર્યા કરવાથી, અથવા તો તે દુર કરવાની યોજનાઓજ માત્ર ઘડવાથી તે દુર નહિં થાય. આપણે બાળલગ્નો ઓછાં કરવાં જોઇશે. આપણે આપણું શરીર કેળવવું જોઇશે. આપણા શરીરને કષ્ટ-દુઃખો સહન કરવાની ટેવ પાડવી જોઇશે. દુર્વ્યસનો છોડીને સાત્વિક ખોરાકનું સેવન કરવું પડશે. એશ આરામ છોડીને મજુરીઆની માફક દસબાર કલાક કામ કરવાની ટેવ પાડવી જોઇશે ત્યારેજ આપણે સાત્વિક પ્રજા બની શકીશું. ત્યારેજ આપણે ભીમ અને શ્રી રામચંદ્રના વંશજો હોવાનો દાવો કરી શકીશું. અને ત્યારેજ સ્વરાજ્ય આપણા પગ આગળ આવી ઉભું રહેશે.

**શારિરિક કેળવણી**—કોઇ કહેશે "મહાત્માજી કહે છે કે 'આપણે તો શાન્તિમય માર્ગેજ સ્વરાજ્ય જોઇએ છે;' તો તેમાં આ શારીરિક કેળવણીની શી જરૂર છે ?" પરંતુ આ દલીલ નકામી છે. મહાત્માજીનું કહેવું એમ નથી કે શાન્તિ તે મુવેલા મડદાની શાન્તિ. પરંતુ તેમને તો સિંહની શાન્તિ જોઇએ છે. સિંહ ઉંદર જોઇને પાછળ દોડશે નહિં માત્ર શાન્તીજ ધારણ કરશે. એનો અર્થ એ

નથી કે તે નિર્બળ છે. પરંતુ તે પોતાનું બળ હોવા છતાં પણ માત્ર શાન્તિ ધરે છે. આપણે પણ એવી શાન્તિ જોઇએ. આપણામાં સંપૂર્ણ શારિરીક બળ હોવું જોઇએ. તે બળ કોઇને કુસ્તી બાજીમાં હરાવવા માટે નથી જોઇતું. પરંતુ તોપને મોઢે બંધાવવાની હિંમત હોવા માટે જોઇએ છે. તેટલો જુલમ અને દુઃખો યા કષ્ટ શરીરપર ગુજરે છતાં હિંમત ન હારતાં તે સહન કરવામાં એ શારીરિક બળ જોઇએ છે. આપણે દુઃખો સહન ન કરી શકીએ અને શરીરપર પડતાં કષ્ટથી ત્રાસી યા કંટાળી જઇએ તો આપણું રુષ્ટ પુષ્ટ શરીર હોય છતાં તે કેળવાયેલું નજ ગણાય. ખરી શારીરિક કેળવણી તો તેજ કહેવાય કે જેથી વધારેમાં વધારે કષ્ટો સહન કરવાની શક્તિ અને હિંમત આપણા શરીરમાં આવે. કોઇ કહેશે મહાત્મા ગાંધીજીનું શરિર આટલું બધું દુર્બળ છે છતાં તે આખી દુનીઆનું ધ્યાન અત્યારે કેવું ખેચી રહ્યા છે? પરંતુ આમાં સહેજ વિચાર કરવાની જરૂર છે. આપણામાંના રુષ્ટ પુષ્ટ દેખાતા સશક્ત બાંધાના પુરૂષોમાંથી કોઇ પણ, એ મહાત્માએ જે કષ્ટો અને જુલમ સહન કર્યા છે તે સહન કરવાની હિંમત અને શક્તિ ધરાવે છે? જવાબ નાજ આવશે. ત્યારે જે મહાત્માએ, અનેક દુઃખો વેઠી, અનેક જુલમ અને કષ્ટો સહન કરી, પોતાનું શરીર ક્ષીણ કરી નાખ્યું છે, અનેક તપ કરીને પોતાના શરીરને તપાવીને તપસ્વી જેવું કરી મૂકેલું છે તે મહાત્માને કોઇ પણ માણસ નિર્બળ કેમ કહી શકે? ખ્રીસ્તિ ધર્મના મહાન પેગમ્બર ક્રાઇસ્ટે પોતાનું શારીરિક બળ કોઇને મારવામાં નથી વાપર્યું પરંતુ કષ્ટો સહન કરવામાં વાપર્યું હતું. જે મહા પુરૂષના શરીરમાં જીવતાં ખીલા ઠોકવામાં આવેલા તે

જીસસ ક્રાઇસ્ટનું શારીરિક બળ કેટલું અગાધ કહેવાય? જે બાળકને ઉંચા પર્વત પરથી ગગડાવી દેવામાં આવેલો, ધગધગતા લોખંડના થાંભલા સાથે બાથ ભીડાવવાની ફરજ પાડવામાં આવેલી, તે બાલ-સત્યાગ્રહી પ્રહ્લાદજીનું શારીરિક બળ શું ઓછું કહેવાય? શરીરમાં ભોંકાયેલાં બાણોનીજ શય્યાપર યુદ્ધભૂમિમાંજ સૂઇ રહી પ્રાણ ત્યાગ કરનાર ભીષ્મ પિતામહનું શારીરિક બળ શું ઉતરતું કહેવાય? પતિના મૃત્યુ પાછળ સતિ થનાર આપણી હિંદી વિરાંગનાઓ જીવતી ચિતામાં બળીને ભસ્મ થતી હતી તેમનું શારીરિક બળ શું ઓછું કહેવાય? ખરૂં સામર્થ્ય, ખરૂં બળ, શરીર બળથી બીજાઓને કુસ્તી બાજીમાં હરાવવામાં યા મ્હાત કરવામાં નથી પરંતુ આવી રીતે શરીરને આપવામાં આવતાં દુઃખો સહન કરવામાં છે. જ્યારે આપણે આવા પ્રકારનું શારીરિક બળ પ્રથમ મેળવી શકીએ ત્યારેજ આપણે મહાત્માજી રહે છે તેવા શાન્તિમય થઇ શકીએ, ત્યારેજ આપણે ક્રાઇસ્ટની હિંમત અને શક્તિ, પામી શકીએ, ત્યારેજ આપણે પ્રહ્લાદ જેવા સત્યાગ્રહી થઇ શકીએ ત્યારેજ ભીષ્મ પિતામહ જેવા સમર્થ યોદ્ધા થઇ શકીએ અને ત્યારેજ આપણે આપણો માનસિક વિકાસ પણ કરી શકીએ.

**માનસિક દુર્દશા અને આપણી કેળવણી**—આપણે જોઇએ છીએ કે શારીરિક કેળવણીમાં અત્યંત પછાત હોવાથી આપણે માનસિક કેળવણી પણ પુરી કરી શકતા નથી. આપણામાં ચાણક્ય અને કૃષ્ણની નિતિનિપુણતા ક્યાંથી આવે? આપણામાં મનુ ભગવાનની સ્મરણશક્તિ ક્યાથી આવે? આપણે ભગવાન વ્યાસ જેવા કવિવર પણ ક્યાંથી બની શકીએ? વળી માનસિક વિકાસ કરવા માટે યોજાએલી આપણી શાળાઓની કેળવણી પણ એવી નથી કે આપણો ખરો માનસિક વિકાસ થઇ શકે

આપણી બાળપોથીના પહેલાજ પાઠમાં—આપણા માનસિક વિકાસના પ્રથમ પગથીઆ રૂપે, " મા ચા પા " એ પહેલુંજ વાક્ય ભણીએ છીએ. આ આપણી કેળવણીની શરૂઆત પછી આપણે અંગ્રેજીનો અભ્યાસ કરવા લાગીએ છીએ ત્યારે આપણો ઇતિહાસ વાંચવા માંડીએ છીએ. તે ઇતિહાસ કયો ? આપણી નિર્બળતા—કાયરતા—કુસંપ અને જેટલું આપણું ખોટું યા જેટલી આપણી દુર્દશા તેનોજ ઇતિહાસ! " આપણી ઉન્નત સ્થિતિનું ભાન થાય તો આપણને તે ફરી પ્રાપ્ત કરવાનું મન થાય. બકરાના ટોળામાં રહેતા સિંહને સિંહ હોવાનું ભાન થતાં તે અસલ સ્વરૂપ પકડી લે છે તેમ આપણને ન થાય, આપણે હમેશને માટે એમજ માનીએ કે આપણે હાલ જેટલી દુર્દશામાં છીએ તેના કરતાં એ વધુ દુર્દશામાં પહેલાં હતા, આપણામાં સામર્થ્ય હતુંજ નહિં," આવાં તત્વો આપણા મગજ પર ઠસાવવામાં આવે છે. "મુસલમાનો આપણાપર જુલમ કરતા હતા તેમાંથી આપણને બચાવનાર આપણી હાલની પરગજુ સરકાર છે. પાંચ હજાર માઇલથી આપણી બ્હારે તે આવી પહોંચી રક્ષણ કરે છે. આપણી રખેવાળી માટે આપણી તેત્રીસ કરોડની વસ્તીની વ્યવસ્થા અને રાજ્ય કારભાર માટે એક લાખ અંગ્રેજો ખાસ હિંદમાં આવી રહ્યા છે. આપણને નવા સુધારાનો અખતરો કરવા આપી સ્વરાજ્યના પગથીએ ચ્હડાવ્યા છે. વળી બદ-માસ-રીતુરી—અને અંધાધુંધી ફેલાવનારા દગાખોર લોકોથી આપણું રક્ષણ કરવા માટે રૉલેટ એક્ટ જેવા કાયદા રાખ્યા છે." આ આપણો ઇતિહાસ! હવે આપણને શીખવાડવામાં આવતી ભાષાઓમાં અંગ્રેજી .મુખ્ય ભાષા છે. એ ભાષા શીખીનેજ આપણે આપણું જીવન ચલાવી શકીએ. આપણો નિર્વાહ ચલાવી શકીએ! ડાહ્યા અને

માનવંતા પુરુષોમાં ભળી શકીએ, સારૂ માનપાન અને ડીગ્રીઓ તથા ચાંદ મેળવી શકીએ-ટુંકામાં એ બાપા ભણ્યા વીના આપણે અશિક્ષીત, બીન કેળવાએલા, તથા જંગલીજ ગણાઇએ! આવી સચોટ ભાવના આપણા નવયુવાનોમાં ઉંડાં મૂળ કરી પેસી ગયેલી છે. આ આપણી કેળવણી! આ આપણો માનસિક વિકાસ! આપણને આવી રીતે કેળવીને સ્વરાજ્યને પંથે ચડાવવાના છે. આપણે આમ ચ્હડાવ્યા ચઢવાનું છે અને જીવાડયા જીવવાનું છે. આ આપણું પ્રજાતત્વ! આ બધી કેળવણી પામીને આપણે એક હજારો-કે જે દુનીઆનો કોઇ પણ દેશ લઇ શકયો નથી તે રાખી શકયા છીએ. તે હજારો કારકુનીનો! આપણી હાલની શાળાઓ એ કારકુનો **નીપજાવવાની** ફેકટરીઓ છે. અને દરવર્ષે અનેક કારકુનો તે વડે નીપજાવી શકાય છે. તે એટલે સુધી કે હવે કારકુનો એટલા બધા વધી પડયા કે તેમને કયાં રાખવા તેની જગા નથી જડતી. જ્યાં અંગ્રેજી ચાર કે પાંચ ચોપડી ભણીને આબાદ કારકુન તરીકે લાયકાત મેળવી શકાતી ત્યાં અત્યારે ગ્રેજ્યુએટો તથા મેટ્રીક પાસ થએલાઓ જગા મેળવવા માટે-કારકુન થવા માટે હરિફાઇ કરી રહ્યા છે! પરંતુ આ બધાને નિરાશ થવું પડે છે અને 'હવે શું કરવું?' એ વિચારે ગભરાઇ જઇ અહિંતહિં વલખાં મારે છે. આ આપણી કેળવણીનું ફળ! આ ઉપરાંત અંગ્રેજી રીતરીવાજોનું, તથા ખાવા પીવામાં, બેસવા ઉઠવામાં, બોલવા ચાલવામાં, અને ટૂંકામાં અંગ્રેજોના દરેક આચાર વિચારમાં આબેહૂબ અનુકરણ કરવામાં આપણામાંના કેટલાક પહેલા નંબરના ઉસ્તાદ નીવડયા છે. આ પણ આપણી કેળવણી અને માનસિક વિકાસનું આબાદ પરિણામ! વળી

આપણને અપાતી આ કેળવણી! પાછળ હિન્દી સરકાર જે ખર્ચ કરી રહી છે તેના આંકડા બીજા દેશોમાં કેળવણી પાછળ થતા ખર્ચના આંકડા સાથે સરખાવવા જેવા છે. તે આંકડા મી. ડીગ્બી કરીને એક ગ્રહસ્થે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કર્યા છેઃ—

" જુદા જુદા દેશમાં બાળક દીઠ પ્રાથમિક કેળવણીનો વાર્ષિક ખર્ચ નીચે પ્રમાણે છેઃ—

| | શિ. પે. | | શિ. પે, |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ. | ૧૬—૮ | સ્વીડન | ૫—૭ |
| સ્વિટઝર્લેન્ડ | ૧૩—૮ | બેલ્જીઅમ | ૫—૪ |
| ઑસ્ટ્રેલીઆ. | ૧૧—૩ | ફ્રાન્સ. | ૪—૧૦ |
| ઈંગ્લાંડ. | ૧૦—૦ | ઑસ્ટ્રિઆ. | ૩—૧॥ |
| કૅનેડા. | ૯—૯ | સ્પેઇન. | ૧—૨ |
| જર્મની. | ૬—૧૦ | ઇટાલી. | ૧—૭॥ |
| નેધરલેન્ડ. | ૬—૪॥ | જાપાન. | ૧—૨ |
| | અને છેવટે—હિંદુસ્થાનમાં માત્ર | | ૦—૧ |

હવે જુદા જુદા દેશોમાં માધ્યમિક કેળવણી પાછળ દરેક બાળક દીઠ થતા વાર્ષિક ખર્ચના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| | પેન્સ. | | પેન્સ. |
|---|---|---|---|
| ઓસ્ટ્રીઆ. | ૬ | નોર્વે | ૪ |
| બેલ્જીઅમ. | ૬ | રશિયા. | ૨ |
| ડેન્માર્ક. | ૮ | સ્પેઇન. | ૧॥ |

| | પેન્સ. | | પેન્સ. |
|---|---|---|---|
| ફ્રાન્સ. | ૬ | સ્વીડન. | ૬ાા |
| જર્મની. | ૭ | સ્વીટ્ઝર્લેન્ડ | ૧૧ |
| યુનાઇટેડ કિંગડમ. | ૧૧ | યુનાઇટેડ સ્ટેટસ. | ૧૧ |
| ગ્રીસ. | ૨ | હિન્દુસ્થાન. | ૦ા |
| ઇટાલી. | ૩ાા | | |

આ બધું આપણું શિક્ષણ અને આ બધો આપણી કેળવણી પાછળ થતો ખર્ચ! આ આપણી માનસિક કેળવણી પાછળ થતુ ખર્ચ! ખેર! હવે આવા અને આટલા શિક્ષણથી આપણે પ્રજા બનવા માગીએ છીએ. આપણે મનુષ્યત્વ મેળવવા માગીએ છીએ, આપણે આપણું આદર્શ સાધવા માગીએ છીએ, આપણું હતું તેવું રામરાજ્ય ફરીથી જોવાની ઇચ્છા આ કેળવણી મેળવીને કરીએ છીએ. આપણે એકંદરે સઘળી રીતે સુધારો કરવા માગીએ છીએ અને તે આવી કેળવણી લઇને તથા આપીને! પરંતુ ખરી કેળવણી–તેના ખરા સ્વરૂપમાં અપાયા વિના એ સુધારો બનવાનોજ નથી.

આપણો ધર્મ આપણું શિક્ષણ આપણા ધાર્મિક તત્વોને પોષનારૂં હોવું જોઇએ. આપણા આદર્શ સાધવામાં સાધનભુત થાય એવું આપણું શિક્ષણ હોવું જોઇએ. આપણું શિક્ષણ આપણા ચરિત્ર્યને પોષનારૂં હોવું જોઇએ. આપણું શિક્ષણ આપણામાં સ્વમાનની લાગણી પોષનારૂં હોવું જોઇએ. આપણા હાલના શિક્ષણમાં આ બધું આપણને દેખાય છે? તેમાં ધાર્મિકતાનો અંશ માત્ર પણ નજરે પડે છે? તેમાં ચારિત્ર્યને મહત્વ આપવામાં આવે છે? આપણું ચારિત્ર્ય આપણા હાલના શિક્ષણથી ઘડાય છે? અને જે પ્રજામાં ચારિત્ર્ય નથી તે પ્રજા

નિઃસત્વજ જાણવી. પ્રજા તરીકે ઉભા રહેવા માટે તેમજ ખરા મનુષ્ય તરિકે લેખાવા માટે ચારિત્ર્યની પ્રથમ જરૂર છે. ચારિત્ર્ય વિનાની પ્રજા એ પ્રજા નથી; ચારિત્ર્ય વિનાનો મનુષ્ય એ મનુષ્ય નથી; ચરિત્ર્ય વિનાનું જીવન એ જીવન નથી ચારિત્ર્ય વિનાનો ધર્મ એ ધર્મ નથી; ચારિત્ર્ય એ આ દરેકનો આત્મા છે. ધર્મ એટલેજ ચારિત્ર્ય, ધર્મ એટલે આદર્શો સાધવાનો રાજમાર્ગ, ધર્મ એટલે સ્વર્ગ–મોક્ષનો સીડી, અને ધર્મ એટલે પ્રભુ પ્રાપ્તિનો–સાક્ષાત્કારનો માર્ગ. હાલમાં કેટલાક માને છે તેમ રસોડામાં, પાણિઆરામાં, અને ન્હાવા ધોવામાંજ બધો ધર્મ સમાઇ જતો નથી. પરંતુ ધર્મ એટલે આપણી ગીતા અને આપણા ઉપનિષદોનું રહસ્ય આપણને નિર્મળ બુદ્ધિ, વ્યવહારિકતા, જાહેર હીંમત, ખરૂં મનુષ્યત્વ, ખરૂં જ્ઞાન, અને શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરાવી, સાક્ષાત્કાર કરાવે એવા ધર્મની આપણને જરૂર છે. આપણા કરોડો ગરીબ બંધુઓને જ્યારે અન્ન અને વસ્ત્ર વીના ચલાવી લેવું પડે છે તેવા વખતે હિમાલય પર જઇ ધર્મ સાધી સાક્ષાત્કાર થશે નહિં. અત્યારે તો તેમનાં સંકટો દુર કરવામાં, તેમની સેવા કરવામાં જે ધર્મ છે તેજ ધર્મથી પ્રભૂ દર્શન થશે–મોક્ષ મળશે. આમ આપણા બંધુઓનાં સંકટ–દુઃખ દુર કરવાનું સામર્થ્ય જે શિક્ષણથી આપણામાં આવે એવા ધાર્મિક શિક્ષણની આપણને જરૂર છે.

**આર્થિક દુર્દશા**—એક બાજુએથી જ્યારે આપણું શરીર ક્ષીણ થતું જાય છે, એક બાજુએથી જ્યારે આપણી માનસિક શક્તિઓનો પુરતો વિકાસ થઇ શકતો નથી, એક બાજુએથી જ્યારે આપણી ધાર્મિકતા—આપણું ચારિત્ર્ય—અને આપણું અધ્યાત્મિક જ્ઞાન ક્ષીણ થતું જાય છે ત્યારે બીજી તરફથી આ બધામાં બાકી હોય તેમ

આપણી નિર્ધનતા—આપણી નાદારી વધતીજ જાય છે. જે આર્યાવર્તને દુનીઆના મહાન મુસાફરો દુન્યવી સ્વર્ગ કહી ગયા છે, જે ભારત વર્ષ સાથે વેપારનો સંબંધ બાંધવા માટે દુનીઆના એકએક દેશની દાઢ સળવળી રહી છે, જે હિન્દની પહેલાંની સમૃદ્ધિનો ખ્યાલ "તાજમહાલ," "દીવાને આમ," "દીવાને ખાસ," "કોહીનુર," "મયુરાસન," વિગેરે દુનીયાની અજાયબી અને લોભ વૃતિ જગાડે એવી કાયમની યાદગીરીઓ આપણને આપી રહી છે, તેજ ભારત વર્ષમાં કરોડો માણસો ભૂખ મરો વેઠે છે અને કરોડો માણસો અર્ધા નાગા ફરે છે. જે હિંદમાં પોતાના ઉપયોગની દરેક વસ્તુ નિપજાવી શકાય તેમ છે તેજ હિન્દની આ દુર્દશા થઇ રહેલી છે-તેજ હિન્દમાં આજે આવો ભૂખમરો અને નિર્ધનતા પ્રસરી રહેલાં છે. જે હિન્દ બીજા દેશોને-કે જ્યાં માત્ર કોલસા, પત્થર અને લોઢું પાકે છે, જેમાં અનાજ નામનુંજ પાકે છે, તેવા દેશોના લોકોને અનાજ પૂરૂં પાડે છે તેજ હિન્દના વાસીઓ આવો ભુખમરો વેઠે છે: આપણને ખાવાને અન્ન નથી અને પહેરવાને વસ્ત્ર નથી. નથી આપણી પાસે આપણો પોતાનો હુનર કે નથી રહી હવે આપણી પૂર્વજોએ સંપાદન કરેલી સમૃદ્ધિ. આટલાથી હજી અવધિ થતી નથી. પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, દુષ્કાળ, વિગેરેથી આપણી પ્રજા ક્ષીણ થતીજ જાય છે. આપણી વસ્તીનો ૮૦ ટકા જેટલો ભાગ ખેડુત વર્ગનો ગણાય છે-છતાં આપણને ખાવાને અન્ન નથી: આપણા ગુજરાન માટે હાલમાં આપણને કેટલો ખર્ચ થાય છે તે આપણે જાણીએ છીએ પરંતુ આપણી સરેરાશ આવક કેટલી છે તેનો વિચાર કર્યો? આપણી માસીક આવક સરેરાશ અઢી રૂપીઆ થાય છે. હવે તેને આપણે બીજા દેશોની સાથે સર-

ખાવીશું. જુદા જુદા દેશોની માણુસ દીઠ વાર્ષિક આવક નીચે પ્રમાણે છે. એમ વિલિયમ ડીગ્બી કહે છે:—

| | રૂપીઆ. | | રૂપીઆ. |
|---|---|---|---|
| સ્કોટલેન્ડ | ૬૭૫ | હોલેન્ડ | ૩૩૦ |
| ઇંગ્લેન્ડ | ૬૩૩ | નોર્વે. | ૩૦૦ |
| ઓસ્ટ્રેલીઆ | ૬૦૦ | સ્વીટ્ઝરલેન્ડ | ૨૮૫ |
| અમેરિકા. | ૫૮૫ | સ્પેન. | ૨૪૦ |
| બેલજીઅમ | ૪૨૦ | ઓસ્ટ્રીઆ | ૨૨૫ |
| ફ્રાંસ | ૪૦૫ | ઇટાલી | ૨૧૦ |
| કેનેડા | ૩૯૦ | રશિયા | ૧૬૫ |
| જર્મની. | ૩૩૦ | હિન્દુસ્થાન | ૩૦ |

આમ આપણી માણુસ દીઠ વાર્ષિક આવક રૂ. ૩૦) છે. હવે તેમાંથી આપણે ખાવું શું, પહેરવું શું, અને બચાવવું શું ?

આ ઉપરથી સમજી શકાશે કે માસિક રૂ. અઢી કરતાં જેટલું વધારે ખર્ચ આપણા માટે આપણે કરીએ તેટલું દ્રવ્ય આપણે બીજાના ભાગે જતું અટકાવીએ છીએ. આવી રીતે આપણા કેટલાએ લોકો ભૂખ મરાથી મરે છે. આ ઉપરાંત દુષ્કાળથી તથા ભયંકર રોગોના ઉપદ્રવથી પણ અનેક માણુસો મરે છે. તે એટલે સુધી કે જ્યારે આખી દુનીઆમાં ( ઈ. સ. ૧૭૯૩ થી ૧૯૦૦ ) ૧૦૭ વર્ષ દરમ્યાન ૫૦ લાખ માણુસો મુવાં ગયાં ત્યારે એકલા દુકાળોથીજ માર્યાં ગયલાં માણુસોની સંખ્યા હીંદમાં માત્ર દશ વર્ષમાં (ઈ. સ. ૧૮૯૦ થી ૧૯૦૦) ૧. કરોડને

૮૦ લાખથી પણ વધુ થવા જાય છે એમ મી. ડીગ્વી કહે છે. આ આપણા ભૂખમરાની, દુષ્કાળની, અને નિર્ધનતાની કહાણી ! આવી ગરીબ અને ચીંથરે હાલ પ્રજા માટે વ્યવસ્થા અને સલાહ શાંતિ જાળવવા માટે જે રાજ્યતંત્રથી રાજ્ય ચલાવવામાં આવે છે તે એટલું તો મોઘું છે કે દુનીઆના મોટા મોટા સમૃદ્ધિવાન દેશોમાં પણ આપણી હિન્દી સરકાર જેટલો ખર્ચ નથી. આપણી તીજોરીમાંથી જે વ્યય થાય છે તે પણ આપણે દુનીઆની સાથે સરખાવવા માટે ડીગ્વીએ આપેલા આંકડાપરથી સારી રીતે વિચારી શકીશું. તેઓ નીચે પ્રમાણે કહે છેઃ—

| જુદા જુદા દેશના રાજ્ય વહીવટના | વાર્ષિક પગાર. |
|---|---|
| ઉપરીઓઃ— | પાઉંડ. |
| હિન્દુસ્થાનના વાઇસરૉય સાહેબ, | ૧૬, ૭૨૦ |
| અમેરીકાના પ્રેસીડેન્ટ. | ૧૫, ૬૨૫ |
| ઓસ્ટ્રેલિયાના ગવર્નર જનરલ. | ૧૦, ૦૦૦ |
| દક્ષિણ આફ્રિકાના ગવર્નર જનરલ. | ૧૦, ૦૦૦ |
| સીલોનના ગવર્નર | ૬, ૪૦૦ |
| આર્જેન્ટાઇનના પ્રેસિડન્ટ. | ૬, ૦૦૦ |
| યુનાઇટેટ કીંગડમ એટલે— ઇંગલેન્ડ, સ્કોટલેન્ડ, અને વેલ્સ એ ત્રણે દેશોના પ્રાઇમમીનીસ્ટર. | ૫, ૦૦૦ |
| પેરૂના પ્રેસિડન્ટ. | ૪, ૮૦૦ |

| | પાઉન્ડ. |
|---|---|
| જીબ્રાલ્ટરના ગવર્નર. | ૪, ૫૦૦ |
| ફિલિપાઈન્સના ગવર્નર. | ૩, ७૫૦ |
| પોર્ટુગાલના પ્રેસિડન્ટ. | ૨, ૬ |
| ચિલીના પ્રેસિડન્ટ. | ૨, ૦૬૨ |
| જાપાનના પ્રાઇમમિનિસ્ટર. | ૧, ૨૩૧ |
| ઈટાલીના પ્રાઇમમિનિસ્ટર. | ૧, ૦૦૦ |
| નેધર્લેન્ડસના પ્રાઇમમિનિસ્ટર. | ૧, ૦૦૦ |

આ ઉપરથી જણાશે કે આપણા વાઇસિરોય સાહેબનો પગાર દુનીઆના કોઈ પણ દેશના તેટલા દરજાના ઉપરી કરતાં વધારે છે. અને એ બોજો આપણા ઉપર વળી આપણા વાઇસિરોયની કારોબારી સભાના સભાસદને જે પગાર મળે છે તે યુનાઈટેડ સ્ટેટસના કેબીનેટ મિનિસ્ટરના કરતાં બમણો, કેનેડા કરતાં ચાર ઘણો, હોલેન્ડના કરતાં પાંચગણો, જાપાનના કરતાં સાત ઘણો, અને ઈંગ્લાંડના પહેલા વર્ગના કરતાં નવ ઘણો, તથા બીજા વર્ગના કરતાં લગભગ બાર ઘણો છે એમ પણ એજ મી. ડીગ્બી કહે છે. આ બધી આપણી દુર્દશાની પરંપરા ! આ આપણી દુર્દશાનાં પુરાણ ! હજી ઘણું એ લખી શકાય અને સમર્થ સંશોધકોએ ઘણું એ લખ્યું પણ છે. પરંતુ એ બધું એક નિબંધમાં સમાવી શકાય નહિં. છતાં જેટલું લખી શકાયું છે તેટલુંજ જાણી સમજીને તેટલાનાજ નિવારણનો માર્ગ આપણે શોધી શકીએ તો તે બસ થશે. આપણા ઋષિ–મુનિઓએ આપણી દ્રષ્ટિ સમક્ષ ખડા કરેલા આદર્શોને આપણા સાધ્ય લક્ષ્ય બિન્દુ તરીકે રાખીને

આપણે આપણું પહેલાંનું " દુન્યવી સ્વર્ગ " બનાવવા માટે કટિબદ્ધ થઇ જવું જોઇએ. કયાં આપણું સૈકાઓ પહેલાંનું આર્યાવર્ત અને કયાં હાલનું આપણું કંગાલ હિન્દ !

" સમય સમય બલવાન હૈ, નહિં પુરુષ બલવાન "
" કાબે અર્જુન લૂંટીઓ, વેહિ ધનુષ્ય વેહિ બાણ "

—ખરે કાલની ગતિ ગહનજ છે. પરંતુ એ કાલ શાથી આવ્યો ? राजा कालस्य कारणं એ આપણા રુષિ મુનીઓનો જવાબ પણ એનોજ જવાબ છે. પરંતુ એમ કપાળે હાથ દઇને બેસી રહે કાંઇ વળવાનું નથી. God helps those who help themselves—જેઓ પોતાને અને પોતાના ભાઇઓને મદદ કરે છે તેમને પ્રભુ પણ મદદ કરે છે. પુરૂપાર્થ કર્યા વિના માત્ર બેસી રહીને દુર્દશાનો વિચાર કર્યા કરવો અને નિરાશ થઇને બેસી રહેવું એ કાંઇ તેના નિવારણનો ઉપાય નથી. પેટમાં ભૂખ લાગી હોય ત્યારે ઉત્તમ પકવાનોનું સ્મરણ માત્ર કરવાથી ભૂખ મટતી નથી પરંતુ ભૂખ મટાડવા માટે અન્ન ખાવું પડશે. તેજ પ્રમાણે આપણી સ્થીતિનો વિચાર કરી તેને અનુસરતું નિવારણ યોજી અમલમાં મૂકવું જોઇએ. હવે કર્મ યુગ આવ્યો છે, કાર્ય કરવા લાગી જવું જોઇએ.

**प्रगति अने निवारण**—કર્મ યુગનું રણક્ષેત્ર વિર પ્રજાઓ માટે છે. ત્યાં કાયરોનું કામ નથી. દુનીઆનો દરેક દેશ અત્યારે તેમાં Quick March કરી રહ્યો છે. તેમાં આપણે પણ કુચ કરવી જોઇશે. જેમ: લડાઇમાં કોઇ સોલ્જર આગળ વધતાં વધતાં ઠોકર ખાઇને

ભોંયપર પડે છે તો તેની પાછળની લાઈન તે ઉભો થઇ પાછો ચાલવા લાગે ત્યાં સુધી ઉભી રહેતી નથી. તે તો પડેલા સોલ્જરના ઉપર થઈને, તેને પગ તળે કચરાતો રહેવા દઇને આગળ વધશે. તેજ પ્રમાણે દુનીઆની આ મહાન કુચમાં જે દેશ યા જે પ્રજા ઠોકર ખાઇને ભોંય પર પડે છે તે તેની પાછળની પ્રજાઓના પગતળે કચરાઈજ જાય છે. પાછા હઠવાનું પણ હવે કામ નથી. હવે ઝંપલાવ્યું તે ઝંપલાવ્યું ! હવે તો

"Cannon to right of them,"
"Cannon to left of them,"
"Cannon in front of them,"

× × × × ×

"Their's not to reason why!"
"Their's but to do and die!"

---

× × × વિગેરે ટુંકીઓમાં વર્ણવેલી આપણી સ્થીતિ છે. માત્ર કર્મ કરીને કાં તો જય મેળવવો અને કાં તો કર્મ યજ્ઞમાં હોમાઇ જવું. બસ આ એજ માર્ગ આપણી સન્મુખ છે. હવે જો જરાક ઢીલા પડયા, અને જરાક ઠોકર ખાધી યા થોભ્યા, તો ખાત્રીથી માનવું કે આપણે કચરાઇજ જવાના.

અન્તે આપણા પુજ્ય નેતા સ્વામિશ્રી–વિવેકાનંદ સરસ્વતિનો સંદેશો તેમનાજ શબ્દોમાં ટાંકી હવે સમાપ્ત કરીશ. તેમાં જે રહસ્ય રહ્યું છે તે જો આપણા જીવનમાં ઉતારીએ, અને તે મુજબ વાતએ તો આપણી દુઃખ પરંપરાનો અંત આવી જાય એ નિઃશંક છે, ત્યારેજ આપણે એક પ્રજા તરીકે ઉભા રહી શકીશું; અને ત્યારેજ આપણે આપણું રામ-રાજ્ય ફરીથી જોઇ શકીશું. તે મહા પુરૂષ કહે છે કે:—

" ભારત વાસી ! બીજાઓના આવા અધમ અનુકરણથી, બીજાઓના ઉપર આમ આધાર રાખવાથી, આવી ગુલામ જેવી નિર્બળતા ધરવાથી, આવી નિંદ્ય અને તુચ્છ ક્રુરતાથી–આવી તૈયારીઓથી શું તું ઉદયને શિખરે પહોંચીશ ?

આ તારી બાયલાને છાજે તેવી અધમ નિર્બળતાથી બહાદુરોનેજ મળી શકે તેવાં સુખ સ્વાતંત્ર્યને શું તું કોઇ રાતે પણ મેળવી શકીશ ?

ભારતવાસી ! તું ભૂલી જઇશ નહિં કે તારી સ્ત્રીઓનો આદર્શ સીતા, સાવિત્રી, અને દમયંતી છે.

તું ભૂલી જઇશ નહિં કે જે દેવને તું પૂજે છે તે મહા ત્યાગી ઉમાપતિ શંકર છે.

તું ભૂલી જઇશ નહિં કે ત્હારૂં લગ્ન, દ્રવ્ય, અને જીવન જેમ ઇંદ્રિય સુખને માટે નથી તેમ તે તારા એકલાનાજ સુખને માટે નથી.

તું ભૂલી જઇશ નહિ કે તારો જન્મ શ્રી જગદંબા સ્વરૂપી માતૃભૂમિના યજ્ઞમાં બલિદાનને માટેજ છે.

તું ભૂલી જઇશ નહિં કે તારૂં સામાજીક બંધારણ સર્વ વ્યાપી પ્રભુ પ્રેમનું પ્રતિબિંબજ છે.

તું ભૂલી જઇશ નહિં કે નીચલા વર્ગો અભણ ગરિબ, અજ્ઞાની, મોચી, ભંગી, એ સર્વ તારા ભાઇઓ છે—તારાં પોતાનાંજ શરીરો છે.

વીર બન્ધુ! હિંમત ધર અને ગર્વથી બોલ કે હું ભારતવાસી છું અને પ્રત્યેક ભારતવાસી મારો ભાઇ છે.

તારા શરીર ઉપર ભલેમાત્ર એક ફાટેલી લંગોટીજ રહેલી હોય તો પણ ગર્વથી કહે કે:—ભારતવાસી ભિખારી બ્રાહ્મણ, અજ્ઞાની અત્યંજ અને નિરાધાર બાળક પણ મારો ભાઇ છે;—

પ્રત્યેક હિંદી મારા પ્રાણ સમાન છે;—

હિન્દના સર્વ દેવો અને દેવીઓ મારો ઇશ્વર છે;—

હિન્દુ સમાજજ મારા બાળપણનું પારણું છે;—

મારી જુવાનીનું વિહારસ્થાન પણ તેજ છે;—

મારી વૃદ્ધાવસ્થાનું સ્વર્ગ પણ તેજ છે.

હે ભાઈ! દિલ ખોલીને કહે કે:—ભારતભૂમિજ મારૂં શ્રેષ્ઠ સ્વર્ગ છે;—

હિન્દના ભલામાંજ મારૂં ભલું સમાઈ રહેલું છે;
અને રાત દિવસ પ્રાર્થના કર કેઃ—
" ઓ ગૌરિપતિ ! ઓ જગદંબા ! મને—
મનુષ્યત્વ—શૌર્ય આપ.
ઓ સામર્થ્ય દાયિની દેવી ! મારી નિર્બળતાને હરી લે,
મારી કાયરતાનો નાશ કર,
મને ખરો મનુષ્ય બનાવ. "
મને ખરો મનુષ્ય બનાવ. "

અસ્તુ !

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ! ! !



શ્રીરામજીની શેરી, ખાડીઆ. અમદાવાદ. તા. ૨૬ સપ્ટેમ્બર ૧૯૨૨.

લી૦ સેવક,
વિશ્નુપ્રસાદ મણીલાલ મહેતા.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

(श्रीमद्भगवद्गीता—अ० ४)

---

Teach all by finding it in yourselves the sole possible foundation of fraternity and human harmony; the foundation of love, of the divine unity of beings, peoples, races, worlds.

(Paul Richard)

